# જગદ્‌ગુરૂનું આગમન

અને

# તેની તૈયારી.



શ્રીયુત જી. એસ. એરંડેલના કેટલાક લેખોને આધારે

લેખક તથા પ્રકાશક,

મણિલાલ નથુભાઇ દોશી બી. એ.

રતનપોળ-અમદાવાદ.

કીંમત બે આના.

## અનુવાદકના બે બોલ.

જેઓ જગતની વર્તમાન સ્થિતિ જોતાં એમ માને છે કે આ જગતમાં ઘણા થોડા સમયમાં કોઈ મહાપુરૂષનું આગમન થવું જોઈએ, તેમણે તે કામ માટે શી તૈયારી કરવી, તે સંબંધી શ્રીયુત જી. એસ. એરંડેલે "બ્રધર્સ ઓફ ધ સ્ટાર" નામના માસિકમાં આપેલા ત્રણ લેખોનું ભાષાંતર આ નાની પત્રિકામાં આપવામાં આવ્યું છે. તે સાથે તારકસંઘના પ્રમુખ શ્રીયુત જે. કૃષ્ણ મૂર્તિએ "હેરલ્ડ ઓફ ધ સ્ટાર" નામના માસિકમાં તંત્રી તરીકે લખેલી નોંધમાંથી કેટલીક નોંધોનું ભાષાંતર પણ આપવામાં આવ્યું છે. આ નોંધોનું ભાષાંતર મારા મિત્ર મિ. હીરાલાલ સી. બક્ષીએ કર્યું છે.

જગદ્ગુરૂને ઓળખવામાં તથા તેમની સાથે કામ કરવા માટે જે તૈયારીની જરૂર છે, તે તૈયારી કરવામાં આ પત્રિકા વાચક વર્ગમાંથી થોડાને પણ પ્રેરણા કરનાર નીવડે તો તે પ્રકટ કરવાનો હેતુ સફળ થયો ગણાશે.

અનુવાદક.

પ્રથમ આવૃત્તિ. પ્રત ૧૦૦૦. સન ૧૯૨૩.

અમદાવાદ—ધી ડાયમંડ જ્યુબિલિ પ્રિન્ટીંગ પ્રેસમાં,
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

# જગદ્ગુરૂનું આગમન અને તેની તૈયારી.

(૧)

## ત્વરાથી પુરૂં કરો.

૧૯૨૨ ના ડીસેમ્બર માસમાં મળેલા થિઓસોફીકલ સોસાઇટીના મહા સંમેલનમાં જેઓએ ભાગ લીધો હતો, તે સર્વના મન ઉપર એક પ્રબળ છાપ એ પડી રહી હતી કે જગદ્ગુરૂનું આગમન સમીપ છે, અને તેને વાસ્તે ખરા જીગરથી પ્રબળ પ્રયત્ન કરવાની જરૂર સર્વને જણાતી હતી.

આવી અસર અમુક એક બે વ્યક્તિઓને થઇ હતી, એમ નહતું, પણ લગભગ સઘળા પ્રતિનિધિઓના મન ઉપર તેવીજ છાપ જણાતી હતી. હવે સમય ખોવો ન જોઇએ, રસ્તામાં ઉભા રહેવાને વખત નથી. નકામી બાબતોમાં ગુમાવવા વાસ્તે પણ વખત ન હોવો જોઇએ; કારણ કે આગમન સમીપ છે. તે સંમેલનમાં ભાગ લેનારા બધા પૂર્ણ ઉત્સાહ સાથે પોતાને ગામ ગયા છે અને તે સાથે એટલી ભાવના લઇ ગયા છે કે તેઓ "મહા બનાવ"ના ઉમરા આગળ આવી ઉભા છે. ઘણાં વર્ષ જશે નહિ તે પહેલાં–કદાચ બહુજ થોડાં વર્ષોમાં–તે આપણી વચમાં આવી ઉભા રહેશે, અને જીર્ણ થઇ ગયેલી રૂઢીઓમાંથી જગતને મુક્ત કરશે તેમજ અસતમાંથી સતના માર્ગે તેને લઇ જશે.

આપણે પૂર્વ દિશાની સંમુખ ઉભા હોઇએ, અને સૂર્યોદયના પૂર્વે ગુલાબી રંગો નીરખતા હોઇએ તેવો આ સમય છે. આવો

સૂર્યોદય ઘણા સેંકડાઓમાં કોઇક વારજ થાય છે. હું તારક મંડળનો પ્રારંભથી સભાસદ છું. તેના ઘણા અદ્દ્ભુત પ્રસંગો સમયે–ખાસ કરીને ૧૯૧૧ ના ડીસેમ્બરની ૨૮ મી તારીખે અદ્દ્ભુત જીવન પ્રવાહ રહ્યો હતો તે સમયે પણ હું હાજર હતો. પણ ૧૯૨૨ ના અડયારના મહા સંમેલન વખતે જગદ્દ્ગુરૂના આગમનની સમીપતાનો જેવો મને ભાસ થયો તેવો કદાપિ થયો ન હતો. હું જ્યારે મારી લાગણીઓનું પૃથક્કરણ કરૂં છું કે ત્યારે મારી અંદર એક પ્રકારનો પ્રકાશ અનુભવું છું અને મારી બ્હારની બાજુએ વેગવતી શાંતિનો અનુભવ થાય છે. તેમજ સર્વ સ્થળે મૌનવતી આશા જણાઇ આવે છે. બીજાઓ પણ પોતાની લાગણીઓનું પૃથક્કરણ કરશે, એવી હું આશા રાખું છું. જ્યારે કોઇ મહાન્ બનાવ બનવાનો હોય તે પહેલાં એકાએક શાંતિ પ્રસરે છે. ૧૯૧૪ માં મહા યુદ્ધ થવાનું હતું, તે પહેલાં ઇંગ્લાંડમાં એક પ્રકારની શાંતિ ફેલાઇ હતી. બધાને તે શાંતિની અસર થતી હતી. અત્યારે પણ તેવીજ શાંતિ ફેલાયેલી લાગે છે, કારણ કે આપણે "મહાન્ યજ્ઞ"ના ઉમરા આગળ આવી ઉભા છીએ.

જેઓ શાંતિ સાથે એકતાર થઇ શકે છે, તેમને તો તેની અપૂર્વ સુંદરતાનો ક્યારનોએ ખ્યાલ આવ્યો છે.

અડયારમાં ૧૯૨૨ માં મને જે અનુભવ થયો તેવો આ મંડળની સ્થાપનાથી તે અત્યાર સુધીમાં, કદાપિ થયો નથી, ૧૯૧૧ માં અમને અપૂર્વ આનંદનો અનુભવ થયો હતો, પણ જગદ્દ્ગુરૂના આગમનની સમીપતાનો કાંઇ પણ ખ્યાલ તે સમયે આવ્યો ન હતો. તે આનંદ સાથે તે આગમનની ખાત્રી હતી, તેને તે પછીના બનાવોએ ઘણો ટેકો આપ્યો છે. પાછળથી આપણે બધા પ્રથમની માફક

સામાન્ય જીવન ગાળવા લાગ્યા. કારણ કે મોટે ભાગે આપણે બધા સંયોગોના દાસ છીએ. આપણા આનંદમાં વધારો ઘટાડો થયો હશે, પણ આગમનની ખાત્રી કદાપિ ઢીલી પડી નથી. હવે તે આનંદ અને તે ખાત્રી સાથે એક નવું તત્ત્વ ઉમેરાયું છે. તે નવું તત્ત્વ એ છે કે આગમન ઘણું સમીપ છે.

આપણે માનતા હતા કે જગદ્ગુરૂ આવવાના છે, પણ તેમનું આગમન ઘણુંજ સમીપ છે, એ શ્રદ્ધા તો હમણાંજ વિશેષ રૂપમાં પ્રકટી નીકળી. હવે આ સમીપતાનું હું પૃથક્કરણ કરી શકતો નથી. હવે ઘણાં વર્ષ નહિ લાગે એ તો ચોક્કસ છે. કેટલાં વર્ષ લાગશે, એ બીજ મહત્ત્વની બાબત છે, પણ આગમન સમીપ છે—એ વાત મારે માટે તો ઘણી મહત્ત્વની છે. કેવી રીતે અને ક્યારે આવશે—એ પણ નજીવા પ્રશ્નો છે. ઉપયોગી બાબત એજ છે કે તેમનું આગમન ઘણું સમીપ છે.

"કામ ત્વરાથી પુરૂં કરો"—એવું મથાળું આ લેખનું રાખવામાં આવ્યું છે. તેનો અર્થ એવો નથી કે ગમે તેમ કામ કરો. કહેવાનો ભાવાર્થ એ છે કે વિચારપૂર્વક કામ કરો. પણ હવે સમય ગુમાવવાનો નથી. આપણે નાનાં કામો પણ કાળજીપૂર્વક કરવાનાં છે, નાનાં નાનાં કામો પરથી પણ આપણા મનનું વલણ સૂચવાય છે અને ઉપયોગી બાબત તો આપણા મનનું વલણ છે. જે સંયોગોમાં હું મૂકાયો છું, તે સંયોગોમાં હું આધ્યાત્મિક દૃષ્ટિ રાખી શકું તો હું ત્વરાથી કામ કરનારો બનું અને આગમનને માટે ખરી તૈયારી કરી શકું. હું કયા સંયોગોમાં મૂકાયો છું—તે બીજ મહત્ત્વની બાબત છે. આપણા આ મંડળના હજારો સભાસદો છે, અને તેઓ ભિન્ન ભિન્ન સ્થિતિમાં મૂકાયા છે—તે વિચાર પણ કેટલો સંતોષ આપનારો

છે ! અને વધારે સંતોષ તો એટલા માટે થાય છે કે ગમે તેવા પ્રતિકૂળ પ્રસંગો હોય, તો પણ તેમની સેવા કરવામાં તે પ્રસંગો બહુજ વિઘ્નકર્તા થઇ શકશે નહિ. તેમણે પોતેજ તેમના મંડળમાં દાખલ કરીને આપણને સેવા કરવાને પ્રેર્યા છે. આપણા સંયોગો આપણી સંકુચિત દૃષ્ટિને ન ઓળંગી શકાય તેવી અડચણો રૂપ લાગે, અને આપણને એમ પણ જણાય કે આપણાં કર્મ એવાં છે કે આપણે આપણું બધું જીવન તેમની સેવામાં અર્પણ કરવા જેટલા ભાગ્યશાળી નથી. પણ આપણે તારક મંડળમાં દાખલ થયા છીએ એ વાત પુરવાર કરી આપે છે કે આપણી પાસેથી જે સેવાની તેઓશ્રી આશા રાખે છે, તે સેવામાં હરકત રૂપ થાય તેવી અડચણો તો નથી.

માટે જે સંયોગોમાં આપણે મુકાયા હોઇએ તે સંયોગોમાં આપણે આપણી ફરજો પૂર્ણ રીતે અદા કરવી. આપણી અડચણો એ આપણે આપવાનાં દેવાં છે, અને તેમાંથીજ આપણા વિકાસના પ્રસંગો પ્રકટે છે. આપણે આપણું દેવું આપવુંજ જોઇએ, કારણ કે દેવું આપવાથી આપણે તેમની સેવા સમગ્ર શક્તિથી કરવાને છૂટા થઇ શકીશું, આપણું દેવું આપી દેવું, આપણે માથે લીધેલી ફરજો અદા કરવી, અડચણોને આનંદપૂર્વક સ્વીકારવી–અડચણોથી દૂર નહિ ભાગતા, તેની સામે થવું, આપણી આસપાસના મનુષ્યો પ્રત્યેના આપણા ધર્મ બજાવવા–આ રીતે વર્તવાથી વિશેષ સેવા કરવાને આપણને પ્રસંગો મળે છે–અને આપણે તે મહાન્ ગુરૂને આપણું સર્વસ્વ અર્પણ કરવા વિશેષ લાયક બનીએ છીએ.

દેવું પુરેપુરૂં વાળી આપવું, ફરજો પૂર્ણ રીતે અદા કરવી, અડચણો આનંદપૂર્વક હૃદયથી સ્વીકારવી, હિમ્મતપૂર્વક તે અડચણોની

સામે થવું, અને આપણી આસપાસના મનુષ્યો પ્રત્યે આપની ફરજો અદા કરવી–આ સર્વ કામમાં આપણે આપણા મનનું વલણ કેવા પ્રકારનું રાખીએ છીએ, તે ઘણું અગત્યનું છે. આપણે આપણા મનના વલણને બહુજ સંભાળપૂર્વક તપાસવાનું છે. બેદરકારીથી આપણી પવિત્રતામાં વાંધો ન આવે, તે વાસ્તે ખાસ સંભાળ રાખવાની છે. આ સંભાળ બહુજ તીવ્ર હોવી જોઇએ–એજ આ લેખનો સાર છે. કામ ત્વરાથી પુરૂં કરો–એ શબ્દોનો આશય પણ તેજ છે.

હવે મારા મનના વલણને હું કેવી રીતે પવિત્ર કરવા–સુધારવા માગું છે તે હું તમને જણાવીશ. જે મને જરૂરનું હોય, તે તમને જરૂરનું નાપણ હોય, પણ તારકમંડળનો એક સભાસદ જગદ્ગુરૂના આગમનની સમીપતાનો સ્વીકાર કરી પોતાના જીવનને કેવી રીતે હાથમાં લેવા માગે છે એ બાબતનો વિચાર બીજાઓને તે દિશામાં કાર્ય કરવાને ભોમીઆ રૂપ થઇ શકે. તારક મંડળના છ નિયમોમાં એક નિયમ એ છે કે **ભક્તિ દ્રઢતા** અને **નમ્રતા**–આ ત્રણ સદ્દગુણોને દરેક સભાસદે ખીલવવા પ્રયત્ન કરવો. હવે આ ત્રણ સદ્દગુણોનો અર્થ જુદા જુદા મનુષ્યો જુદી જુદી રીતે કરે છે. હું આ ત્રણ સદ્દગુણોને મારા ઉપયોગ વાસ્તે નીચેના ચાર સદ્દગુણો રૂપે મારા જીવનમાં જણવા માગું છું. સત્ય, ધૈર્ય, નમ્રતા અને પ્રસન્નતા–આ ચાર સદ્દગુણોને હું ખાસ ખીલાવવા માગું છું. આ ચાર સદ્દગુણોની વિશેષ વિગતમાં ઉતરવા હું માગતો નથી. તેને વાસ્તે સ્થાન નથી, અને સ્થાન હોય, તો પણ તેની ઉપયોગિતા મને જણાતી નથી. મારો કહેવાનો ભાવાર્થ એ છે કે મનુષ્યે પોતાના મનનું વલણ એવી રીતે ફેરવવું કે તે સંજોગોનો દાસ થવાને બદલે તેનો સ્વામી થાય.

આ કાર્ય પણ વ્યાપારી દૃષ્ટિથી કરવાનું છે. આપણે બધાં કામ વ્યાપારી દૃષ્ટિથીજ કરીએ છીએ. પણ જે કામ આપણને ઉપયોગી ન લાગે, તેવાં કામોને આપણે મુલત્વી રાખીએ છીએ. પણ આ કામ મુલત્વી રાખવા જેવું નથી. જો આપણે આ કામને મુલત્વી રાખીશું તો તે કામ આપણાથી કંટાળશે, અને આપણો ત્યાગ કરશે. આ કામ મુલત્વી રખાયજ નહિ. આ **આપણું** કામ નથી, પણ પ્રભુનું કામ છે, અને તેમણે આપણને કામનો અમુક હિસ્સો કરવા માટે આપ્યો છે.

માટે હવે સંભાળપૂર્વક અને ડહાપણભરી રીતે ઉતાવળ કરો આ તારક મંડળના સભાસદ તરીકે જીવનને હાથમાં લઇ સ્વ-**તૈયારી** કરો. આપણે આપણા મનના વલણને બદલી નાખવાની જરૂર છે.

## ( ૨ )

## માર્ગમાં નડતી અડચણો.

કેટલાંક કારણોથી હું છેલ્લા થોડા સમયથી માર્ગનો, માર્ગનાં પગથિયાંનો, આંતરજીવનનો અને ટુંકમાં સેવા વાસ્તે લાયક થવાનો વિચાર કરી રહ્યો છું. આમ થવાનું એક મોટું કારણ તો મેં મારા ગયા મહિનાના લેખ " ત્વરાથી કામ પૂરૂં કરો "-માં જણાવ્યા પ્રમાણે જગદ્ ગુરૂના આગમનનો સમય સમીપ છે. એ વિચારે અડયારમાં મળેલા થિઓસોફીકલ સોસાઇટીના મહાસંમેલન પ્રસંગે મારા મન પર પ્રબળ છાપ પાડી છે. મને લાગ્યું કે ઘણાજ નજદીકના ભવિષ્યમાં તે મહાન્ ગુરૂ આવશે તો મારે હવે જાગ્રત થવું જોઇએ, મારી જાતને સાવધ બનાવવી, બીજી રીતે કહીએ તો મારી જાતને મારા

હાથમાં લેવી અને જેમ કોઈ કસરતબાજ મોટા ખેલને સારૂ તૈયારી કરે છે, તેમ મારે પણ સ્વતૈયારી કરવી જોઇએ. મેં બીજાઓને એમ કરતા જોયા છે. ગજવેલ જેવા દૃઢ નિશ્ચયથી આ કામ પાછળ લાગેલા મેં મારા વડીલોને જોયા છે, અને આ કામમાં તેમને વિજય પણ મળ્યો છે. તેમને જગદ્‌ગુરૂના આગમનમાં પૂર્ણ શ્રદ્ધા છે. તેમને મન આ બનાવ એ તેમના જીવનનું પરમ સત્ય છે; અને તેથી તેઓને લાગે છે કે જેમ બને તેમ જલ્દીથી આત્મસુધારણા કરવી કે જેથી તે મહા પુરૂષ આવે ત્યારે તેઓ તેમની યોગ્ય પ્રણાલિકા બને.

" આ કામ કરવાનુંજ છે. મારે તે કરવુંજ જોઇએ, મારે તે પૂર્ણ કરવુંજ જોઇએ " આવાં વાક્યો વ્યાપારી દૃષ્ટિથી કામ કરનારાના મુખમાંથી ઘણીવાર નીકળે છે. જ્યારે તે મહાન્ પુરૂષ આવશે, ત્યારે તેમની સેવા કરવામાં પોતાને શી અડચણો નડશે, તેનું તેઓ નિરીક્ષણ કરે છે. તેઓ તે અડચણોની સામે થાય છે, અને તે અડચણો ઉપર જય મેળવે છે. આ અડચણો પર જય મેળવવાનું કામ સ્હેલું નથી, પણ તે કોઇપણ રીતે કરવાનુંજ છે. કર્યા વગર છૂટકોજ નથી. માટે હું તો તે કરીશજ. તેઓ સાધ્યબિન્દુને સ્પષ્ટતાથી જોઇ શકે છે. બીજાઓ તેમને અનુસરે યા ન પણ અનુસરે.

મહાન્ જગદ્‌ગુરૂ આવે છે. જગતને તૈયાર થવું હોય તો થાય અને ન પણ થાય. આપણા મિત્રો અને સ્વજનો તૈયાર થાય કે ન પણ થાય. આપણે નિષ્કારણ દુઃખી થઇએ છીએ, અને આપણા જીવનને કષ્ટ આપીએ છીએ, એમ ધારી આપણા મિત્રો આપણા પ્રત્યે હસવું હોય તો હસે. પણ જેત્રો આ કામને વ્યાપારીની માફક મહત્ત્વનું માને છે, તેઓ આત્મનિરીક્ષણ કરે છે, પોતાના સાધ્યબિન્દુ તરફ દૃષ્ટિ રાખે છે, અને તે સાધ્યબિન્દુએ પહોંચતામાં શી

અડચણો આવે છે તેનો ખ્યાલ લાવે છે, અને તે અડચણો પર જય મેળવવાને પ્રયત્ન કરે છે. કારણ કે હવે સમય ખોવાનો નથી; અને તેથી તેઓ તે સમયને ઘણોજ થોડો નકામો ગુમાવે છે.

મોટા પુરૂષો મોટા પાયાપર જે કરી રહ્યા છે, તે હું નાના પાયાપર કરવાને પ્રયત્ન કરૂં છું. હું મારો વિકાસ મારા હાથમાં લેવા માગું છું. મને શું થયું છે, તે હું ખરી રીતે જણાવા ઇચ્છું છું. હું ધારૂં છું કે આપણે કેવા છીએ તે આપણે જાણવાને શક્તિમાન્ હોવા જોઇએ. જો આપણે દરરોજ અસત્ય વિચારી બોલી અને ચાલીને આપણી સત્ય પારખવાની શક્તિ ગુમાવી ન બેઠા હોઇએ તો જરૂર આપણને આપણા સ્વભાવનો ખ્યાલ આવવોજ જોઇએ. હવે છૂટ-છાટ મૂક્યા વિના ખરી સ્થિતિ આપણે જાણવી જોઇએ. આપણે હાલ કેવા છીએ, તેનો વિચાર કરવાનો નથી–કારણ કે આપણી નિર્બળતાઓ તથા ખામીઓ દૂર કરવાને આપણે તૈયાર હોઇએ તો પછી આપણી વર્તમાન સ્થિતિથી ગભરાવાનું કારણ નથી. આપણે અસત્યવાદી હોઇએ, આપણે બીજાને છેતરતા હોઇએ, આપણે અભિ-માની હોઇએ, આપણે હલકા સ્વભાવના હોઇએ, આપણે રૂઢીના ગુલામ હોઇએ, આપણે સંકુચિત વિચારના અને પડેલે ચીલે ચાલ-નારા હોઇએ, અનેક રીતે ઘાતકી–અવિચારી, અને સ્વાર્થી હોઇએ, ગુરૂચરણેમાં બતાવેલા અનેક નિયમોનો આપણે ભંગ કરનારા હોઇએ. હવે અગત્યની બાબત એજ છે કે આપણી નિર્બળતાઓને આપણે જાણવી જોઇએ અને તે નિર્બળતાઓ દૂર કરી તેના વિરોધી સદ્-ગુણો ખીલવવા જોઇએ. ધારો કે હું અસત્યવાદી છું. ઠીક, હવે તે બાબત વાસ્તે દીલગીર થવાનું કારણ નથી. હવે મારે વધારે અશુભ કર્મ ન કરવું. આ નિર્બળતાને લીધે જે અડચણો ઉભી થતી હોય તે અટકાવવી જોઇએ.

હું સત્યવાદી બન્યો છું એમ મારા મિત્રો માનશે નહિ, તેમજ હું સર્વ રીતે ચોકસ છું, અને નાની નાની બાબતોમાં પણ સત્યજ કહેનારો છું એવું હોવા છતાં મારા મિત્રો મારા પર અવિશ્વાસની નજરથી જોશે. તેઓ કહેશે કે, " નિશ્ચયો તો ઘણા સારા ! ખરી વાત ! અમે બધાને જાણીએ છીએ. " તેમના વચનોની દરકાર કરતા ના. તેઓ આપણને ન પણ સમજી શકે. પણ જગદ્‌ગુરૂ તો જાણે છે કે હું તેમની સેવાને વાસ્તે યોગ્ય થવા મારી જાતને તૈયાર કરૂં છું. તેઓશ્રી આ બાબત જાણે છે, એજ મને તો પુરતો સંતોષ છે ! હું કેટલીક વાર નિષ્ફળ પણ નીવડીશ. હું કેટલીક વાર વગર વિચારે અસત્ય બોલી જઇશ. અને મારા મિત્રો મને કહેશે કે, "તમારા સદ્‌નિશ્ચયોનું શું થયું ?" ઠીક! એમાં થયું શું ? નિષ્ફળ-તાની પણ હું દરકાર કરતો નથી. **જો હું પ્રયત્ન છોડી દઉં તો નિષ્ફળ થયો ગણાઉં.** જ્યાં સુધી આપણે પ્રયત્ન કરવો છોડી ન દઇએ ત્યાં સુધી આપણે ખરી રીતે નિષ્ફળ થયા નથી. પોતાની નિષ્ફળતા ઉપર ટીકા થશે, એવો જેને ભય હોય, તેણે પોતાના નિશ્ચયો જાહેર કરવા નહિ.

જાતે તો મારા નિશ્ચયો લોકો જાણે તેમાંજ હું તો રાજી છું, તેનું એક કારણ તો એ છે કે મારે લોકોનાં વચનો સાંભળવા ન પડે, તે માટે વધારે કાળજીપૂર્વક જીવન ગાળવું પડશે; અને બીજું કારણ એ કે લોકોને લાગે કે આ મનુષ્યો જગદ્‌ગુરૂના આગમનમાં માને છે, માટેજ પોતાનું જીવન ગંભીરતાપૂર્વક હાથમાં લઇ તેને સુધારવા પ્રયત્ન કરી રહ્યા છે. આપણે આપણા આદર્શને ભૂલવો નહિ. કેટલીક વાર આદર્શ પ્રમાણે જીવન ના પણ ગળાય; પણ દરેક સમયે જ્યારે ભુલ થાય છે, ત્યારે ભુલને સ્વીકારી આદર્શ પ્રમાણે

જીવન ગાળવાને નવું પ્રોત્સાહન આપણે મેળવીએ છીએ; છેવટે એવો પણ સમય આવશે કે જ્યારે આપણા તે સદ્ગુણો રૂપ આપણું જીવન થઇ જશે.

ચાલો ત્યારે હવે આપણે કામ કરવા લાગીએ. દરેક મનુષ્યે દરેક તારક સભાસદે પોતાનું જીવન તપાસવું, આત્મનિરીક્ષણ કરવું, અને આ કામ પણ આનંદપૂર્વક કરવું. આપણે ઘણું કામ કરવાનું છે. અને આપણાથી તે બનશે નહિ, એવી નિરાશા ધરવાની નથી, પણ આનંદ પૂર્વક આપણી જાતને ખરા સ્વરૂપમાં જોઇ લેવાનું કામ છે. આપણે તારક સંઘના સૈનિકો છીએ. આપણે આપણા તે મહાન્ નાયકના યોગ્ય અનુયાયીઓ થવાનું છે. આપણે બધા પ્રવેશક પરીક્ષા પસાર કરી ગયા છીએ નહિતો આ મંડળના સભાસદ આપણે હોત નહિ. અને પ્રવેશક પરીક્ષામાં આપણા ચારિત્રની અને આપણામાં છુપા રહેલી બળની તપાસ કરવામાં આવે છે. દાખલ થતાં પહેલાં દરેક તારક સભ્યને આ પરીક્ષામાં પસાર થવું પડયું હતું, એવી ખાત્રી હું દરેક સભ્યને આપવા ઇચ્છું છું. ઘણી જીંદગીઓથી તે પરીક્ષાને વાસ્તે તે તૈયારી કરતો હતો, અને આ જીંદગીમાં તે પરીક્ષા આપી ત્યારે તેમાં તે પાસ થઇ ગયો. કદાચ અહીં કોઇ પ્રશ્ન કરે કે "તમે આ શી રીતે જાણો છો? મને તો કાંઇ ખબર નથી" હું જાણું છું, કારણ કે આંતર જીવનમાં દરેક બનાવ વ્યવસ્થિત રીતે બને છે. વળી પૂર્વનું તારક મંડળ તેમનું સૈન્ય છે, અને સૈન્યનો દરેક સભાસદ અમુક લાયકાતવાળો હોવો જ જોઇએ, અને તેમનું સૈન્ય કામ કરવાને પુરતા સામર્થ્યવાળું હોવું જોઇએ, એ અગત્યની બાબત છે; આ બધુ જોતાં આ પસંદગીનું કામ જેમ તેમ બન્યું ન હોવું જોઇએ.

પસંદગીમાં કેટલાક મનુષ્યો એવા પણ આવી જાય કે જેઓ આ સૈન્યમાં ચાલી ન શકે. અને જો તેઓ અમુક ધોરણ સુધી ન આવી પહોંચે તો લશ્કરમાંથી નીકળી જવાનો સંભવ ખરો. આ સૈન્યમાં ફરજ્યાત નોકરી નથી. જો કોઇમાં ખરો ઉત્સાહ નહોત, અને આ મંડળની પરીક્ષામાં તે ન બેઠો હોત તો કોઇ તેને પરાણે આ મંડળમાં દાખલ કરી શકયું નહોત. તેજ પ્રમાણે આ મંડળમાંથી રાજીનામું આપવાને તેને પૂણ સ્વતંત્રતા છે. માટે મારૂં તો એમ માનવું છે કે દરેક સભાસદને તેની લાયકાત અને ઉપયોગિતા માટે પસંદ કરવામાં આવ્યો છે. વળી તમે કહો છો કે " મને યાદ નથી " તમને યાદ હોય કે ન હોય તે બીન મહત્વનું છે. તમે કોઇ પણ રીતે તારકમંડળના સભાસદ છો. કાર્ય છે, તો તેનાં કારણો હોવાજ જોઇએ. આ કારણો તમને યાદ ન પણ હોય પણ જો તમે સત્યના ઉપર ધ્યાન કરો તો તમને એકાએક તેનું સ્મરણ થશે. પ્રયત્ન કરો અને તેનું સત્ય તમને જણાશે. તમે આ મંડળમાં અકસ્માત એકાએક જોડાયા, એવું માનવાની તમે ભૂલ કરી બેસશો. પણ તમે એકાએક જોડાયા નથી. તમે આટલું માની લેજો અને મારૂં કહેવું સત્ય માનીને તમે શા કારણથી આ મંડળમાં જોડાયા તે શોધવા પ્રયત્ન કરો. તમને કદાચ કારણ ન પણ જડે. પણ આ વિશ્વમાં જ્યાં નાનામાં નાનો બનાવ પણ નિયમપૂર્વક બને છે, ત્યાં તમારૂં આ મંડળમાં જોડાવું તે બનાવ અકસ્માત બની શકે જ નહિ. કદાચ ઉપર ઉપરથી તમને એમ લાગે કે તમે અકસ્માત આ મંડળના સભાસદ થયા પણ વસ્તુતઃ તમે વિચારપૂર્વક જોડાયા છો. આ તમારા નિશ્ચયના કારણોને વ્યવસ્થાપૂર્વક ગોઠવો. એટલે તમે આ મંડળમાં કેમ જોડાયા તે સમજી શકશો. આપણો સૈન્ય નાયક આપણને થોડા સમયમાં તપાસવાના છે, અને આલસ્ય, બેદર-

કારી, અજ્ઞાન, ઘાતકીપણું દુ:ખ અને અન્યાયની સામે યુદ્ધ કરવા આપણને તે લઇ જવા માગે છે. ગયે વખતે તે સેનાધિપતિએ સૈન્યને દોર્યું તે પછી અશુભનો કિલ્લો જે ભયંકર થઇ ગયો છે તેની સામે વ્યવસ્થાપૂર્વક અને નિશ્ચિત હૂમલો લઇ જાય, તેવા સૈન્યની આ જગતના ઉદ્ધારાર્થે અત્યારે મોટી જરૂર છે. આ કારણથી તે આવે છે. આપણે જાતે લડતાં શીખવું જોઇએ.

આ કારણથીજ તે દેખીતા અંતરથી આપણને જુદે જુદે પ્રસંગે તપાસે છે. અત્યારે અશુભનું બળ ઘણું વધી ગયું છે, અને તેની સામે થવા અને તેને હરાવવા જેટલું બળ આપણામાં નથી. માટે દુનિયાની પ્રજાઓ વચ્ચે તે મહાન્ સેનાધિપતિની હાજરીની જરૂર છે. જેવી રીતે ભૂતકાળમાં શ્રી બુદ્ધે પોતાના સૈનિકોને સત્યના માર્ગે વિજયવંત દોર્યા જેવી રીતે શ્રી કૃષ્ણે પોતાના સૈનિકોને સત્યના માર્ગે વિજયવંત દોર્યા, જેવી રીતે ક્રાઇસ્ટે પોતાના સૈનિકોને સત્યને માર્ગે વિજયવંત દોર્યા, જેવી રીતે મહમદ સાહેબે પોતાના સૈનિકોને સત્યને માર્ગે વિજયવંત દોર્યા, જેવી રીતે અશો જરથુસ્તે પોતાના સૈનિકોને સત્યને માર્ગે વિજયવંત દોર્યા, તેવી રીતે આપણને સત્યને માર્ગે વિજયવંત દોરવાને તે આવે છે. આપણા તે મહાન્ સેનાધિપતિના આશ્રય તળે આપણે તે અશુભના કિલ્લા ઉપર હલ્લો કરીશું, તેનો નાશ કરીશું અને તેના ખંડેર પર સત્યતાનો નવો કિલ્લો બાંધીશું. આપણે આ કામ પ્રથમ પણ કર્યું છે, અને જો કે આપણે તે કિલ્લો યોગ્ય રીતે આપણા કબજામાં રાખી શકતા નથી, પણ તે કિલ્લાની રચના વાસ્તે અશુભ તત્ત્વો ઓછાં મળતાં જાય છે, તેમ તે નાનો નાનો થતો જાય છે. ગયે સમયે આપણા નાયક આપણને દોરવાને આવ્યા તે સમયે કિલ્લામાં જેટલાં અશુભ તત્ત્વો

હતાં તેના કરતાં અત્યારે થોડાં છે, અને શુભ તત્ત્વોનો હલ્લો તેઓ પર જરૂર વિજયી નીવડશે.

માટે ચાલો, આપણે આપણી જાતને હાથમાં લઇએ. હવે છૂટછાટ મૂકવાનો પ્રસંગ નથી. આપણે આપણા દોષો પર અથવા માર્ગમાં આવતી અડચણો પર ઢાંક પીછોડો કરવાનો નથી. આપણા અત્યાર સૂધીના જીવનનો હવે વિચાર કરવાનો નથી. હાલ આપણે કેમ વર્તીએ છીએ, તેમજ ભવિષ્યમાં કેમ વર્તીશું તેજ મહત્ત્વનું છે. વર્તમાન અને ભવિષ્યમાં જો કે આપણે કરવા યોગ્ય કાર્યોમાં ભૂત-કાળનાં કર્મોને લીધે અડચણો આવે, પણ તે પ્રસંગોમાં આપણા મનનું વલણ કેવું રાખવું તે તો આપણા હાથમાં છે, આજથી આપણે અસત્ય નહિ બોલીએ, આપણે હવે ઘાતકી નહિ બનીએ, આપણે હવે ચીડાઇ નહિ જઇએ. આપણે હવે વ્હેમી નહિ બનીએ.

આપણે બીજાઓના દોષશોધક નહિ બનીએ. આપણે જાણ્યા સિવાય બીજાઓના કાર્યોનો અમુક આશય છે એવું નહિ કલ્પીએ, આપણે હવે અભિમાન અને સ્વાર્થનાં મૂળીઆંને કાપી નાખીશું. આ બધી બાબતો આપણે આજથી કરવા લાગીશું અને આ કામમાં વિજય પામવા વાસ્તે કોઇ પણ કાર્ય કરતાં પહેલાં, લાગણી ધરાવતાં પહેલાં, અને બોલતાં પહેલાં આપણે વિચાર કરતાં થઇશું. આપણું જીવન ધીમું લાગશે, પણ આપણું જીવન ઘણું અસરકારક થશે. જો આપણે વધારે વિચાર કરવા હોય અને આપણે બોલીએ, લાગણી ધરાવીએ અથવા વર્તીએ તે પહેલાં પસંદગી કરવી હોય તો આ-પણે આપણું જીવન વિચારપૂર્વક ધીમેથી ગાળવું જોઇએ અને તેનું પરિણામ એ આવશે કે આપણે ઓછા આવેશમાં આવી જઇશું; આપણે ઓછો સંક્ષોભ પામીશું, આપણું જીવન ઓછું અહેતુક બનશે,

અને આપણે સંયોગોના ઓછા ગુલામ બનીશું. આપણી વાણી, લાગણીઓ અને પ્રવૃત્તિઓ વધારે સ્પષ્ટ અને પવિત્ર થશે.

અત્યાર સુધીની અડચણો કેટલાક સમય સુધી પોતાનો પ્રભાવ આપણા પર દર્શાવશે અને આપણા દરરોજના જીવનમાં તે ઘણી વાર દેખાવ દેશે; પણ આપણે મૂકેલા રક્ષકો ચારે બાજુ ફરતાજ હશે, અને જ્યારે તે દેખાવ દેશે અથવા સ્હેજસ્હાજ આપણા હૃદયમા પ્રવેશ પણ કરશે, ત્યારે તે રક્ષકો આપણને તેની ખબર આપશે, ત્યારે આપણે તેને કાંતો પેસવા નહિ દઇએ, અથવા તો તે પ્રવેશ પામેલા શત્રુને બ્હાર હાંકી મૂકીશું. જો આપણે જે નહિ બોલવાનો, નહિ લાગણી ધરાવવાનો અથવા નહિ વર્તવાનો નિશ્ચય કર્યો હશે તેવું કાંઇ બોલવાનો, લાગણી ધરાવવાનો અથવા વર્તવાનો પ્રસંગ આવશે તો આપણે વધારે સાવધ થઇશું. આપણે જે કાંઇ નુકસાન થવા પામ્યું હશે તે નુકસાનનો બદલો વાળી આપવા પ્રયત્ન કરીશું.

તારક સૈન્યના સૈનિકો ! જાગ્રત્ થાઓ !

## ( ૩ )

## તમારો કચરો કાઢી નાંખો.

મહાત્માઓની સાથે જે લોકો સંબંધમાં આવવા માગતા હોય તેવા ઉમેદનારોને ઉપદેશ આપતા બીશપ લેડબીટર ઘણીવાર જણાવે છે કે " તમારો કચરો કાઢી નાંખો.'' અને તે સલાહ ખરેખર ઘણી ઉપયોગી છે. મને પણ તેમણે ઘણાં વર્ષ પૂર્વે એકવાર કહ્યું હતું કે, " તમારો કચરો કાઢી નાખો." અને તે શબ્દો સાંભળતાંજ મને લાગ્યું હતું કે મારામાં કાંઈ કાઢવા જેવો કચરો છે; અને મને

પોતાને પણ લાગે છે કે હજી કચરો કાઢતાં ઘણો સમય લાગશે, એટલો તે અંદર ભરેલો છે. મારી મુસાફરી દરમ્યાન હું ઘણા જીવોને મળું છું; તેમને પોતાનામાંથી કાઢવા જેવો કચરો હોય, એમ લાગતું નથી. મને તેઓ વારંવાર કહે છે કે " જો મારામાં કાંઇ દૂર કરવા જેવું હોય તો તો હું દૂર કરવા ઘણો ઈંતેજાર છું. કદાચ કાંઇક એવું હશે. કદાચ ઘણું પણ હશે પણ મને સમજાતું નથી." તેઓ કહે છે કે તેઓ અમુક કામ કરે છે. તેઓ સભામાં જાય છે, અને તેઓ આગમનનો સંદેશ ફેલાવે છે, અને ઉપયોગી સમાજસેવામાં તેઓ ભાગ લેછે; છતાં તેઓનો કાંઇક પણ વિકાસ થતો હોય એમ તેઓને જણાતું નથી. તેઓ દરરોજ નિયમપૂર્વક ધ્યાન–પૂજા–સંધ્યા વગેરે પણ કરે છે, એમ તેઓ જણાવે છે.

પોતાનામાં શું ભર્યું છે, અને પોતાનામાંથી કયો કચરો દૂર જેવો છે, એવું લોકો કેમ નહિ સમજતા હોય–એ બાબત મને આશ્ચર્યરૂપ લાગે છે. કદાચ આ કામ જુદા જુદા સ્વભાવવાળાને કઠિન પણ લાગે. મારો સ્વભાવ તો મને આ બાબતનું પુષ્કળ જ્ઞાન આપે છે, હું મારા સ્વભાવને કદાચ વિગતવાર ન પણ જાણતો હોઉં, પણ મારે કચરો કાઢવાનો છે. અને તે ક્રિયા એટલી બધી મન પરોવે એવી છે કે તેમાં હું લાગ્યોજ રહું. કદાચ જેટલો કચરો કાઢવાનો હોય, તેના કરતાં મને વધારે પણ લાગે, અને આ અતિશયોક્તિ નુકસાનકારક છે.

કદાચ એક દિશામાં કચરો દૂર કરવાના ઉત્સાહમાં બીજી દિશાનો કચરો રહી પણ જાય. પણ મારે કામ કરવા પુરતું તો જ્ઞાન મને છે, અને મને આશા છે કે બીજાઓ પણ મારા જેવી સ્થિતિમાં હશે.

આપણે કયી દિશામાં શુદ્ધિ કરવાની છે, તે બીજાને જણાવ-

વાની જરૂર નથી. બહુજ થોડા મનુષ્યોમાં પોતાની નિર્બળતા બીજાને જણાવવા જેટલી હીમત હોય છે; તેમજ છૂટછાટ મૂક્યા વિના પોતાના ખરા સ્વભાવનું ભાન બીજાઓને કરાવવાની ફરજ પણ નથી. બીશપ લેડબીટર લખે છે કે એક વાર એક સ્ત્રીએ તેના દોષો જણાવવા તેમને ઘણી વિનંતિ કરી. પ્રથમ તો તેમણે તેમ કરવા ના પાડી. તેણે ખાત્રી આપી કે તમે જે કહેશો, તે હું સારા અર્થમાં જ લઇશ, તે પછી મી. લેડબીટરે તેના કેટલાક દોષો પ્રકટ કર્યા. પરિણામ એ આવ્યું કે તે સ્ત્રીનો મી. લેડબીટર ઉપરથી વિશ્વાસ ઉઠી ગયો, અને કહેવા લાગી કે " મારામાં કેટલાક દોષો હશે, પણ તમે જણાવો છો તે દોષો તો નથીજ."

ખરી રીતે તેને માનભંગનું દુઃખ લાગતું હતું, પણ પોતાની નિર્દોષતા પર આરોપ મૂકવામાં આવ્યો હોય-એમ બ્હારથી તેણે જણાવ્યું. આપણા સ્વભાવની શુદ્ધિ કરવામાં મોટી અડચણ આપણું અભિમાન છે. આપણામાં કઇ નિર્બળતાઓ છે, અને આપણે ક્યાં મૂર્ખતાનો પાઠ ભજવીએ છીએ, એ વાત અભિમાનથી આપણા પોતાનાથી પણ આપણે છુપી રાખીએ છીએ. આપણી નિર્બળતાઓ આપણે બીજાને ન જણાવીએ, એટલું અભિમાન કદાચ ક્ષંતવ્ય ગણાય, પણ આપણે પોતાને ન છેતરીએ અને ખરા સ્વરૂપમાં આપણી જાતને જોઇ શકીએ એટલું બળ તો આપણામાં હોવું જ જોઇએ.

ચાલો આપણે આપણી જાતને બરાબર તપાસીએ, અને આપણા ખરા સ્વભાવનું ભાન લાવીએ. આ જ્ઞાન એ સ્વતૈયારીનું એક અગત્યનું અંગ છે; અને તે આપણા મંડળનું એક જરૂરનું ધ્યેય છે. હવે આ ભાન શી રીતે લાવવું? તે વાસ્તે એક માર્ગ છે કે આપણે

આપણા કોઇ વડીલ બંધુ આગળ આપણું હૃદય ખુલ્લું કરવું અને આપણી નિર્બળતાઓ તે આપણને જણાવે એવી વિનંતિ કરવી. ગયે વર્ષે હું તારકમંડળના પ્રમુખ મી. જે. કૃષ્ણમૂર્ત્તિને ઘણા વર્ષે મળ્યો. હું મને તેમનો શિષ્ય ગણું છું, અને તેમને મારે વાસ્તે પ્રેમ છે, તેથી તેમણે મારા સ્વભાવનું થોડા પણ સ્પષ્ટ શબ્દોમાં પૃથક્કરણ કર્યું, કારણ કે તે જાણતા હતા કે મારે તેની જરૂર છે, અને તે જાણવાથી હું આભારી બનીશ. તેમણે ઘણીજ સ્પષ્ટ ભાષામાં કહ્યું. રોગ ભારે હતો, માટે છરી ઉંડાણમાં દાખલ થઇ. પ્રિય વાચકો! હું તમારી સાથે ખુલ્લા દિલથી વાત કરવા માગું છું. કારણ કે આ લેખ તમને મદદગાર થાય એમ હું ઇચ્છું છું. હું કેવળ મોટી મોટી વાતો કરી, હું સર્વથા નિર્બળતાથી મુક્ત હોઉં, એવો ખ્યાલ પણ આપવા માગતો નથી. મારે ખુલ્લા દિલથી કહેવું જોઇએ કે હું પળવાર પાછો હટ્યો, અને તેથી તે ક્રિયાની જે અસર થવી જોઇએ, તેટલા પૂર્ણ પ્રમાણમાં થઇ શકી નહિ. પણ તે વખતના શબ્દો હું કદાપિ ભૂલી ગયો નથી. તેમણે મને જે કહ્યું હતું, તે પૂરેપૂરૂં સત્ય હતું, એમ દરરોજ મને ભાસતું લાગે છે; અને તેમણે બતાવેલે માર્ગે જેમ હું મારો કચરો દૂર કરવા વ્હેલો પ્રયત્ન કરીશ, તેમ હું હાલના કરતાં વધારે લાયક બનીશ. હું તે વાસ્તે તેમનો આભાર માનું છું અને મારા યુવાન ગુરૂ વાસ્તે મારા હૃદયમાં અભિમાન છે, કારણ કે જો કે વયમાં તે મારા કરતાં નાના છે, પણ તેમનો આત્મા મારા કરતાં ઘણો-ઘણોજ આગળ વધેલો છે. આ મારો આભાર કેવળ શબ્દોનો નથી, તે બતાવવા માટે હું ધીમે ધીમે મારી અંદર રહેલો કચરો દૂર કરવા પ્રયત્ન કરી રહ્યો છું; તેનું શું પરિણામ આવશે તે તો હજી જોવાનું છે. પણ કામ

કરવાનું એટલું બધું છે કે જરૂર તેને વાસ્તે સમય લાગશે. ત્યારે પોતાનો સ્વભાવ ઓળખવાનો એક માર્ગ ઉપર કહ્યા પ્રમાણેનો છે. કોઈ અનુભવી અને માયાળુ વડીલને તમારો ખરો સ્વભાવ ખુલ્લા સ્વરૂપમાં પ્રકટ કરવા કહો. પણ તે વડીલ આધ્યાત્મિક વડીલ હોવો જોઇએ, અને તેનામાં તમને પૂર્ણ વિશ્વાસ હોવો જોઇએ. તમારા દોષો બતાવનાર તમને ભાગ્યેજ એવો કોઇ મળી આવશે. આ કામમાં કોઇ આભાર માને તેવું નથી; અને લાભ કરતાં ગેર-લાભ થવાનો વિશેષ સંભવ છે. માટે તમને લાગે કે આ કરતાં બીજો માર્ગ ગ્રહણ કરૂં. તમે તમારા દરરોજના જીવન વ્યવહારથી, તમારા કાર્યોથી, તમારી ફરજોથી તમારી ધંધાની પ્રવૃત્તિથી અને તમારી રમતોથી થોડો સમય દૂર ભાગો. દૂર ભાગીને ક્યાં જવું! જે વિચારોથી તમને પ્રેરણા, શાંતિ, આશા, ધૈર્ય વગેરે મળતાં હોય તે તમારા આધ્યાત્મિક સ્વભાવમાં પ્રવેશ કરો. બીજા શબ્દોમાં કહીએ તો **તમારી** દુનિયામાંથી **તેમની** દુનિયામાં, આકારોની દુનિયામાંથી આત્માની દુનિયામાં અને કાળની મર્યાદિત દુનિયા-માંથી અનંતતાની દુનિયામાં પ્રવેશ કરો.

હું જાતે બહુ મહેનતુ છું. અને હું કાર્યમાં એટલો બધો મગ્ન થઈ જાઉં કે જીવનને ભૂલી ધીમે ધીમે આકારો તરફ વિશેષ લક્ષ આપવા દોરાઇ જવાનો ભય રહે છે. હવે કોઇ કામ ગમે તેટલું સારૂં હોય, પણ તેમાં મનુષ્યે એટલા બધા ખેંચાઇ ન જવું કે સત્યતાનું તેને ભાન પણ ન રહે. ગયે વર્ષ ૧૯૨૨ ની સાલમાં હોલ્કર સ્ટેટમાં કેળવણી ખાતાના ઉપરી તરીકે મારે કામ કરવાનું હતું, અને હું અતિશયોક્તિ વગર કહું તો મેં ટ્રોજન યોદ્ધાની માફક કામ કર્યું છે; અને તે રાજ્યની કેળવણીના હિતાર્થે જે વસ્તુઓ

મને જરૂરની લાગી તે વાસ્તે મેં સખ્ત લડત ચલાવી હતી, પણ વર્ષની આખરે જ્યારે હું અડ્યાર ગયો, અને મારી દુનિયામાંથી તેમની દુનિયામાં દાખલ થયો, ત્યારે મને આશ્ચર્ય સાથે ભાન થયું કે હું તેમની દુનિયામાં ઘણુંજ થોડું જીવતો હતો, પણ મોટે ભાગે તો મારી દુનિયામાંજ હું જીવન ગાળતો હતો. કેળવણીના ક્ષેત્રમાં ૧૯૨૨ માં મેં એકંદર ઘણું સારૂં કામ કર્યું, પણ તેના ઉપર નિષ્પક્ષ ન્યાય આપું તો એમ કહી શકાય કે જીવન અને આકારની વચ્ચે જે સમતોલવૃત્તિ રાખવી જોઇએ તે હું રાખી શકયો નહતો. મેં મારૂં મધ્યબિન્દુ પરિઘ પર રાખવાને બદલે જો સત્યતા ઉપર રાખ્યું હોત તો હું આ કરતાં પણ વિશેષ સારૂં કામ કરી શકયો હોત. આ વાસ્તે મને બહુજ લાગે છે. અને તેથી હું મારા જીવનને પુનઃ સુવ્યવસ્થિત કરવા માગું છું. તેનો અર્થ એવો નહિ કે હું ઓછું કામ કરીશ પણ હવે પરિઘ ઉપરથી કામ કરવાને બદલે મધ્યબિન્દુમાં રહીને કામ કરીશ. એકંદર આથી વિશેષ લાભ થશે. આપણામાંના ઘણાખરા એક યા બીજી રીતે ભૂલ કરીએ છીએ, કાંતો આપણે મધ્યબિન્દુમાં ઉભા રહીએ છીએ, અને બહારનું કામ જેટલું કરવું જોઇએ તેટલું કરતા નથી. અથવા તો પરિઘ ઉપર ઉભા રહી કામ કરીએ છીએ, અને તેનો મધ્યબિન્દુ સાથે શો સંબંધ છે, તે લક્ષમાં લેતા નથી.

જો તમે થોડીવાર દુનિયાના પવનમાં વિશેષ ઘસડાયા હો તો ' ગુરૂચરણે ' માં આપેલા શિક્ષણના ધોરણથી તમારી જાતનું નિરીક્ષણ કરો. તેમાં આપેલા દરેક શિક્ષણનો સવિસ્તર અભ્યાસ સંભાળપૂર્વક કરો, અને તે શિક્ષણોને તમારા જીવન સાથે સરખાવો. શું હું આ પ્રમાણે વર્તું છું? શું હું તે નિયમ પ્રમાણે જીવન ગાળું છું?

હું શું અમુક બાબતમાં દરકાર રાખું છું? શું હું બોલવામાં ચોકસ રહું છું? શું હું દયાળુ છું? શું હું બરાબર સમજું છું? તે શિક્ષણમાં બતાવેલા જીવન સિદ્ધાંત સાથે તમારા વર્તનને સરખાવો. તે શિક્ષણ પ્રમાણે ચાલવાથી એલ્ડીઓની મંદિરના દ્વાર આગળ આવી પહોંચ્યા છે, અને તેમાં પ્રવેશ કરી આગળ પણ ગયા છે. તેમણે આ બધામાં વેપારીના જેવું લક્ષ રાખ્યું હતું અને અત્યારે રાખે પણ છે. તેથીજ તેમને વિજય મળ્યો. શું તમે છૂટ છાટ મૂકીને કે છૂટછાટ વિના આ વ્યાપાર કરવા માગો છો? ઘણા સારા અને ઉત્સાહી મનુષ્યો પણ અમુક છૂટ છાટ મૂકીને વ્યાપાર કરવા ઇચ્છે છે. આપણામાંના ઘણા થોડા છૂટછાટ વગર વ્યાપાર કરવા ઇચ્છે છે. હું ધારૂં છું કે ઘણા ખરા મનુષ્યો અમુક રીતે વ્યાપાર કરવા ઇચ્છે છે, પણ તેઓ એટલી બધી છૂટછાટ મૂકે છે કે તેઓનો વિકાસ ઘણો ધીમો હોય છે.

જે પ્રમાણે છૂટછાટ ઓછી મૂકવામાં આવે, તે પ્રમાણમાં વિકાસ ત્વરાથી થાય. આવી છૂટછાટનો ત્યાગ કરતાં સમય લાગે છે. મને પોતાને તો એમ થાય છે. પણ મારે એટલું તો કહેવું જોઇએ કે આ છૂટછાટનો સર્વથા ત્યાગ કરતાં આપણે સ્વતંત્રતાના વાતાવરણમાં વધારે આવીએ છીએ, અને આપણે ઓછા દબાણ સાથે ખુલ્લી હવાનો લાભ મેળવીએ છીએ.

**"ચાલો ત્યારે હવે આપણે છૂટછાટનો સર્વથા ત્યાગ કરીએ. ભૂતાત્માને શો ભોગ આપવો પડશે, તેની ગણત્રી કર્યા વિના હું તો મારી જાત આ કામમાં સર્વથા અર્પવા ઇચ્છું છું."** આવો પૂર્ણ ભોગ એકદમ આપવાનું કામ કદાચ અસંભવિત લાગે; અને વખતો વખત ભૂલ થવાનો પણ સંભવ રહે. પણ

મોટા અક્ષરે લખેલા વાક્યની ભાવના તો આપણા દરેક કાર્ય પાછળ હોવીજ જોઇએ; કે જેથી આપણું જીવન આપણે ઘણી સાવધતાથી અને ઉત્સાહ પૂર્વક ગાળીએ. જો તમને એમ લાગતું હોય કે તમે છૂટછાટના વમળમાં પડી ગયા છો, તો વિના વિલંબે તેમાંથી છૂટા થવાનો પ્રયત્ન કરો.

ધારો કે તમે તમારા જીવનમાંથી દાખલા તરીકે–અસત્ય દૂર કરવા પ્રયત્ન કરી રહ્યા છો. તમને લાગે છે કે અમુક બાબતમાં તમે અસત્ય બોલ્યા. હવે કરવું શું? વિના વિલંબે તે અસત્યથી ઉપજેલું નુકસાન દૂર કરવા પ્રયત્ન કરો. જો તમે કોઇને અસત્ય કહ્યું હોય તો હિમ્મત ધરી તેની પાસે જાઓ અને તેને કહો કે "મેં તમને અમુક બાબત જણાવી, ત્યારે મારી હકીકત સર્વથી સત્ય ન હતી. ખરી વાત તો......... છે." આમ કરવું એ ખુશકારક નથી, પણ તે કરવા જેવું છે. અને તમારી દુનિયા તે સંબંધમાં ગમે તેવો અભિપ્રાય આપે, પણ ખાત્રી રાખજો કે **તેઓની** દુનિયામાં તો એવો જ અવાજ નીકળશે કે "ઠીક કર્યું!". જો તમે અસત્ય કામ કર્યું હોય તો તેનું અશુભ પરિણામ જેમ બને તેમ જલ્દીથી ઓછું કરવા પ્રયત્ન કરો.

ત્યારે તેનો સાર આ પ્રમાણે છે. તમારી ઇચ્છા પ્રમાણેનું જીવન ગાળો. જે તમને કરવા યોગ્ય લાગે તે કરો, પણ લોકોના અભિપ્રાયથી, લોક સમુદાયના વિચારથી અથવા રૂઢિઓના બંધનથી તમારા પર અસર થવા દેતા ના–તેનાથી દોરાઇ જતા ના.

ડાબી તથા જમણી બાજુએ જોયા સિવાય સીધા ચાલ્યાં કરો. તમારૂં સાધ્યબિન્દુ દૃષ્ટિમાં રાખી ચાલવા માંડો. તમે અમુક લક્ષ રાખી તમારી ગતિ દોરી રહ્યા છો. તેને વફાદાર રહો.

આપણને તારક મંડળના સભાસદ તરીકે અમુક લક્ષ્ય છે. જગદ્ગુરુના આગમન માટે આપણે અનેક રીતે આપણી જાતને તૈયાર કરવાની છે. ઘણા લોકો એમ ધારે કે આપણે મૂર્ખ છીએ. કેટલાક એમ પણ કહે કે જગદ્ગુરુ આવવાના નથી, અને આ તમારી માન્યતા એક હવાઇ કલ્પના છે. આપણું લક્ષ્ય નહિ સમજવાથી બીજાઓ આપણને અમુક પ્રકારની સલાહ આપે—અને તે તેમના દૃષ્ટિબિન્દુથી ડહાપણ ભરી પણ હોય. પણ આપણે શું કરવું તેનો નિર્ણય આપણે તો જાતે કરવો જોઇએ, અને પછી જે કરવા યોગ્ય લાગે તે કરવા મંડી પડવું જોઇએ.

આપણને અનેકવાર કહેવામાં આવ્યું છે કે જો આપણે તે મહાન્ જગદ્ગુરુને ઓળખવા હોય તો આપણે અત્યારથી તેમના જેવા બનવાને બનતો પ્રયત્ન કરવો જોઇએ. માટે જ કચરો દૂર કરવાની આટલી બધી અગત્ય જણાવવામાં આવી છે. જો આપણે તેમની પાસે રહેવા તથા તેમની સેવા અને સંદેશ માટે યોગ પ્રણાલિકા થવા માગતા હોઇએ તો આપણે આપણી પવિત્રતાને જેમ બને તેમ વિશેષ વધારવી જોઇએ.

મારે વાસ્તે પુછતા હોતો હું તો મારા સ્વભાવના બંધારણમાં જે અમુક ચોક્કસ નિર્બળતા છે, તે દૂર કરવાને પ્રયત્ન કરી રહ્યો છું. હું મારી નિર્બળતાઓનો જેમ બને તેમ ઓછો વિચાર કરૂં છું, કારણ કે વિચાર કરવાથી તે નિર્બળતાને પુષ્ટિ મળે છે. હું તે નિર્બળતાઓને બદલે સદ્ગુણો સ્થાપું છું, અને હું તે સદ્ગુણોને જેમ બને તેમ નિરંતર મારા મનના ટેકા રૂપે રાખું છું. તેથી કરીને જ્યારે હું કોઇ સાથે વાત કરૂં, કાંઇ કામ કરૂં, વાંચું, રમું, અથવા બીજું કાંઇ કામ કરૂં, ત્યારે મારી પ્રવૃત્તિ તે સદ્ગુણોની વિરૂદ્ધ કે

તરફેણમાં જાય છે, તે પર હું પુરતુ લક્ષ આપું છું. જો તે વાણીનો સવાલ હોય તો હું જે બોલવા માગતો હતો તેજ બોલ્યો અથવા તો તેને બદલે મેં બીજા કોઇ શબ્દો મૂક્યા; અર્થાત્ તે શબ્દો મારા તે સદ્ગુણોને અનુકુળ હતા કે તે સદ્ગુણોની વિરૂદ્ધ હતા તે તરફ હું લક્ષ આપું છું. તેવીજ રીતે કાર્યના સંબંધમાં પણ હું ધ્યાન આપું છું. જો મનુષ્ય અધીરો બની જાય, અને પોતાના કાર્ય અથવા વચનનું શું પરિણામ આવશે, તે વિચાર્યા વિના ઉતાવળથી કોઇ કાર્ય કરી બેસે અથવા વચન બોલી જાય તો પ્રથમ જણાવ્યા પ્રમાણે તે ભૂલનું પરિણામ જેટલું ઓછું નુકસાન કારક થાય, તેવું બનાવવાને પ્રયત્ન તેણે કરવો. હવે કાર્ય તથા વચનની બાબતને જરા વધારે લંબાવીએ. મારો કહેવાનો આશય એ છે કે આપણે વિચાર પૂર્વકનું જીવન ગાળવું, અને જેટલા પ્રમાણમાં આપણાં કાર્યો તથા વચનો વિચારપૂર્વકનાં હશે, તેટલો વિશેષ લાભ. આપણે વિચાર પૂર્વક આપણાં કાર્યો કરવાં તથા વચનો બોલવાં જોઇએ, તેને બદલે તે કાર્યો તથા વચનો સ્વયમેવ નીકળી પડે છે. આપણે જે વિચાર પૂર્વક બોલીએ અથવા કરીએ તેમાં તો આપણા વ્યક્તિત્વની છાપ આવવી જોઇએ અને ઉતાવળમાં આ છાપ મારવાનું ભૂલી ન જવું જોઇએ તમારો માલ જેમ બને તેમ પવિત્ર બનાવી મોકલો. આપણે વ્યાપારી પ્રમાણિકતાને વખાણીએ છીએ અને તે વાજબી છે. આપણે આપણા જીવાત્મા પ્રત્યે વફાદાર રહેવું અને હલકા સ્વભાવ જોડે નભાવી લેવાની રીતની બહાદુરીથી સામે થવું જોઇએ.

અત્યારે તો મારા મનમાં આ વિચારો ઉદ્ભવે છે અને હું મારા વાંચકોની ધીરજને વિશેષ કસવા માગતો નથી. પણ આ

બધી બાબત ઘણીજ અગત્યની છે, અને મને ખાત્રી છે કે તે ભાવના મને ફરીથી આ વિષય પર લખવાને પ્રેરણા કરશે.×

(૪)

## તારકના પ્રકાશમાં.+

મને લાગે છે કે જ્યાં જ્યાં આપણું મંડળ સ્થપાયલું છે ત્યાં ત્યાં આપણા સભ્યો હજી પૂર્ણ રીતે સમજી શક્યા નથી કે તેઓ બાહ્ય જગતમાં કાર્ય કરવા મંડે તે અગાઉ તેમણે પોતાની જાતને સમજવી જોઇએ તથા પોતાના આંતર જીવનને ખીલવવું જોઇએ. આ પ્રમાણેજ આપણે જગતને કે જગત ગુરૂને કંઇ પણ સહાય આપી શકીએ. ગુરૂદેવને અધકચરા બાળકોની જરૂર નથી; તેમને તો જેઓ મહાન વિચારો સમજી શકે તથા જેમણે જીવનનાં સાદાં સત્યો સિદ્ધ કર્યાં હોય તથા જેઓ કાંઇક અંશે પણ અગત્યની અને બીન અગત્યની વસ્તુઓ વચ્ચે વિવેક કરી શકે તેવાં સ્ત્રી પુરૂષો જોઇએ છે.

તારક સંઘના દરેક સભાસદે જીવન પ્રત્યેનું કોઇ ચોક્સ વલણ કેળવવું જોઇએ. દરેક વસ્તુ, પછી તે ગમતી કે ન ગમતી હોય તે પ્રત્યે તેણે નિસ્વાર્થ દ્રષ્ટિથી જોતાં શીખવું જોઇએ. જે લોકો યા વસ્તુઓને આપણે ન ચાહતા હોઇએ તેમના તરફ આપણી દ્રષ્ટિ બહુજ સ્વાર્થભરી હોય છે અને એમ છતાં ગમતી વસ્તુઓ પ્રત્યે

---

× શ્રીયુત જી. એસ. એરંડલે Brothers of the Star નામના માસિકમાં આપેલા ત્રણ લેખોનો અનુવાદ અત્રે પુરો થાય છે.

+ હવે પછીનું લખાણ તારક સંઘના પ્રમુખ શ્રી. જે. કૃષ્ણ મૂર્તિએ " હેરલ્ડ ઓફ ધ સ્ટાર ' માં તંત્રી તરીકે લખેલી કેટલીક નોંધોનું ભાષાંતર છે.

આપણે નિસ્વાર્થ દ્રષ્ટિ રાખી શકીએ છીએ, તેની વડાઇ કરવામાં કાંઇ બાકી રાખતા નથી. દરેક પ્રશ્ન નિસ્વાર્થ દ્રષ્ટિએ જોતાં આપણે શીખવું જોઇએ. એજ આપણી પ્રથમ ફરજ છે, અને તે વૃત્તિ જીવનની હરેક ઘડીએ આપણે રાખવી જોઇએ અને એજ એક કસોટી છે. જીવનમાં મહાન તકો જવલ્લેજ આવે છે પણ જીવનની ન્હાની ન્હાની વસ્તુઓમાં આપણે આપણી જાતને કેળવી શકીએ તોજ મહાન્ વસ્તુઓને આપણે સમજી શકીશું, આપણે એકાએક મહાન થઇ શકતા નથી. ધીમી અને દુઃખદ ગતિમાંથીજ આપણે ખરી મહત્તા પ્રાપ્ત કરી શકીશું.

આપણા બચપણથીજ આપણને-હિંદ ભૂમિના સંતાનોને અહિંસાનો દૈવી સિદ્ધાંત શીખવવામાં આવ્યો છે. આપણે આપણો ધર્મ જો બરાબર સમજીએ તો જગતના કલ્યાણને માટે આપણા સર્વસ્વનો ભોગ આપણે આપવો જોઇએ એમ આપણને સમજાશે. ઉંચ કે નીચ, પાપી કે સંત, ગરીબ કે તવંગર દરેકના કલ્યાણને માટે આપણે પરમ ત્યાગ આદરવાનો હોય છે. આપણા પ્રાચીન ધર્મો જીવનની એકતા પર ભાર મુકે છે અને તે પર ધ્યાન કરવાનું આપણને કહે છે. શ્રીકૃષ્ણ ભગવાન પણ અર્જુનને જીવન સિદ્ધાંતો સમજાવતી વેળાએ કહે છે કે આ આખું જગત તેમનામાંથી ઉત્પન્ન થયું છે અને તેમનામાંજ લીન થશે. આ પવિત્ર શિક્ષણ સમજવું અને જીવનમાં ઉતારવું એજ આપણા જીવનનું ધ્યેય હોવું જોઇએ અને જો આપણે આ શિક્ષણ પ્રમાણે વર્તન કરવાને બદલે કોઇ અવળે માર્ગે ભટકીએ તો આપણને અને આપણી પર આધાર રાખનારાઓને વ્યર્થ દુઃખ ભોગવવું પડે છે. તવંગર થવાની નિર્દય વાસનાઓને અંગે આવતી વેદનાઓમાંથી હિંદને તો ખચીત

પસાર થવાનું નજ હોવું જોઇએ. બીજી પ્રજાઓની માફક દુઃખના માર્ગે જવા કરતાં હિંદપુત્રોને તો જીવનમાં વધારે મહાન ઉદ્દેશો છેજ. એક ડાહ્યો અને દૈવી માર્ગ છે; અને જીવનનો આ વધારે સુખી અને વધારે આનંદથી ભરેલો માર્ગ જગતને બતલાવવામાં આપણે તો પ્રથમજ હોવા જોઇએ.

આપણા તારક બંધુઓ અગર જે કોઇ આધ્યાત્મિક થવા માગે છે તેણે પોતાનો વિકાસ ચોક્કસ અને ભાન સહિત આગળ વધારવા દ્રઢ સંકલ્પ કર્યો છે. આપણામાંના ઘણા જણ તો વખતનો વા જ્યાં ઘસડી જાય ત્યાં ઘસડાય છે. પણ આપણી ચોપાસ વસતી અસત્ય વસ્તુઓ સામે જ્યાં સુધી લક્ષપૂર્વક અને જાણપૂર્વક આપણે ઉભા રહીએ નહિ ત્યાં સુધી આપણી અંદર વસતી આધ્યાત્મિકતા વિકસી શકતી નથી. આપણી ખામીઓ ક્યાં ક્યાં છે તે શોધી કાઢવા આપણે રીતસર મંડી જવું જોઇએ. અને તેમ કર્યા પછી તમારા અંતર આત્માના અવાજને અનુસરવામાં સ્હેજ પણ ઢીલ કરશો નહિ.

વળી આંતર રાષ્ટ્રીયતાનો સવાલ આપણે ધ્યાનમાં લેવાનો છે. આપણે કે જેઓ મનુષ્યજાતિનું બંધુત્વ સ્વીકારીએ છીએ તેઓને આ પ્રશ્ન બહુજ જરૂરનો છે. જો આપણે કાંઇ પણ કરી બતાવવું હોય તો આપણે સર્વદેશીય થવું જોઇએ. ધર્મ તેમજ વિચાર વાટિકામાં માત્ર એકજ પ્રભુ અને એકજ વાવટો હોવો જોઇએ અને એમ છતાંય વિગ્રહ, કલહ કે જીવનની નાની નાની વસ્તુઓથી જો આપણી લાગણીઓ ઉશ્કેરાઇ જતી હોય તો સૂર્યના તાપથી જેમ બરફ ઓગળી જાય છે તેમ આપણા સિદ્ધાંતો અદ્રશ્ય થઇ જાય છે અને આપણી માન્યતાઓ માત્ર હોઠનીજ કહેવાય છે. આપણે

બધા મનુષ્યો છીએ એજ એક બહુજ અનિષ્ટ બાબત છે, પણ આપણે કરવા ધારેલું કાર્ય જો આપણે કરવું જ હોય તો આપણે મનુષ્યો ફીટી દેવ જેવા થવું જોઇએ. એક પળે ભોગ આપી બીજી પળે નિષ્ફળ નીવડવા જેવી સ્થિતિ ન લાવો. જો એકજ વાવાઝોટાથી આપણા પગ હાલી જતા હોય અને આપણે ઉડી જવા જેવી સ્થિતિએ આવી જઇયે તો એ ભોગ શા કામનો છે? તમારે જગતની સામે ટટાર ઉભા રહેવું જોઇએ; કારણ કે પૂર્વના તારાના મંડળે તો બીજાઓને દોરવાના છે, બીજાઓથી દોરાવાનું નથી.

થીઓસોફીકલ સોસાયટીના સભ્યો પોતે કોઇ અમુક પ્રકારના મનુષ્યો છે એમ માને છે. જગત આપણને ગાંડા જેવા ગણે છે ને આપણે તેવાજ છીએ. આપણામાંના કેટલાક ધારે છે કે આપણે મહાન પુરૂષો છીએ.અને મહાન કાર્યો કરી શકીએ એમ છીએ. જો આપણે મહાન હોઇએ તો જરૂર આપણે મહાન કાર્યો કરી શકીએ. આપણે મહાન પુરૂષો શી રીતે બની શકીએ? મારી દ્રષ્ટિમાં તો એકજ વસ્તુ, એકજ કાર્ય, એકજ માર્ગ જણાય છે જે આપણને મહાન બનાવી શકે. સુંદર ચિત્રો તરફ જોઇ ખુશી થવામાં કે માત્ર આધ્યાત્મિક લાગણીઓ અનુભવવામાં મહાન થવાનો માર્ગ રહેલો નથી. જે માણસ એમ કહી શકે છે કે ગમે તેમ થાય, મ્હારા પગમાંથી લોહી નીકળે છતાં પણ અમુક સ્થાને હું જવાનો છું, તેજ માણસ મહાન બની શકે છે. તે ક્યાં જાય છે તે બહુ મહત્ત્વનું નથી; તે માણસ જગતમાં જરૂર મહાન થશે. આપણા મંડળોમાં ઘણા ઘણા માણસો એવા છે કે જેઓ ક્યાં જવા માગે છે તે પોતે જાણતા નથી. તેમના વિચારો ચોક્કસ નથી. આવી જાતનું બે પરવાઇ વલણ જે સર્વ સ્થળે પ્રસરી રહ્યું તેજ મનુષ્યના મૂળ સિદ્ધાંતોનું નિકંદન કરનાર છે.

બીજી એક વસ્તુ છે જે મનુષ્યોને મહાન બનાવે છે તે મન છે. તમારૂં મન એવું હોવું જોઇએ કે તે દરેક વસ્તુઓને તપાસે અને સંભાળપૂર્વક અને ખાસ કરીને નિષપક્ષપાતપણે તેની પરીક્ષા કરે. આપણામંના ઘણાઓ આપણે જે વસ્તુઓને તિરસ્કારતા હોઇએ તેની તુલના નિષ્પક્ષપાતપણે કરી શકતા નથી. આપણી લાગણીઓ આપણને અંધ બનાવે, છતાંય આપણે તેમની તુલના ન્યાય પૂર્વક કરવી જોઇએ. એજ નિષ્પક્ષપાતપણાનો અને બુદ્ધિપૂર્વક ન્યાય કરવાની શક્તિનો ખરો ઉપયોગ છે. આ બધી વસ્તુઓ આપણે કબુલ કરીએ છીએ પણ નિત્ય જીવનમાં જ્યારે તે પ્રમાણે જીવી બતાવવાનો વખત આવે છે ત્યારે આપણે તેમાં નિષ્ફળ નીવડીએ છીએ. આપણને જે વસ્તુઓ જોઇતી હોય તે એકવાર મળી ચુકી કે પછી આપણે મરી ગયા જેવા થઇ જઇએ છીએ. જેના જીવનમાં સતત ગડમથલ તથા અશાંતિ ચાલી રહી હોય તે મહાન બની શકે છે. જે લોકો હમેશાં અસંતોષી જ હોય, હમેશાં આગળને આગળ જવા મથન કરી રહ્યા હોય તેજ મહાન બની શકે છે. જો તમે સંતોષી થઇ જશો તો મહાન થવાની તક ગુમાવશો. આપણે ઉદ્દેશ વિના ઘસડાઇએ છીએ અને જે કાર્ય લાખો અને કરોડો મનુષ્યો નિત્ય નિત્ય કરી રહ્યા છે, તેજ કાર્ય આપણે કરીએ છીએ. જેઓ પર્વત પર ચઢવા માગે છે તેઓએ મુશ્કેલીઓ સામે લઢવું જોઇએ અને આપણે મનુષ્ય મટી દેવ થવાના છીએ તેથી દેવ થવા માટે આપણે પર્વતપર ચઢવું જ જોઇએ. દુઃખ એટલે જ વિકાસ અને જે માણસ પોતાના કાર્યથી કદી પણ સંતોષ પામતો નથી પણ કાંઈ વિશેષને વિશેષ કરવા પ્રયત્નો કરી રહે છે, તેજ ખરો અસંતોષી મનુષ્ય છે, અને તેજ પુરૂષ મહાન્ થવાને સરજાયેલો છે.

જેઓ ગુરૂદેવના દ્વાર આગળ આવી ઉભા છે એવા જીજ્ઞાસુઓએ પોતાના રાગદ્વેષ દૂર કરી ઈશ્વરની મહાન યોજના સાથે પૂર્ણભક્તિથી સહકાર કરવો જોઇએ. આ લક્ષ્ય સાધ્ય કરવા માટે આપણે પ્રાકૃતસ્થિતિ (mediocrity)માંથી આગળ વધવું જોઇએ અને જગતની સામે થવું જોઈએ. જીવનની દરેક વિગતોમાં આપણા પ્રયાસો ચોક્કસ હોવા જોઇએ અને બીન અગત્યની વસ્તુઓમાં નમતું આપનાર પણ અગત્યની વસ્તુઓમાં ખડક જેવા અડગ આપણે થવું જોઇએ. આપણામાંના ઘણા કર્મનો નિયમ સમજે છે અને એટલું પણ જાણે છે કે સીધે રસ્તેથી અવળે માર્ગે જવામાં દુઃખ સમાયલું છે; અને આપણી મૂર્ખાઇથી આપણે જે સીધો માર્ગ છોડયો હતો ત્યાંજ પાછા આવતાં ઘણા જન્મો વહી જશે એમ પણ આપણે જાણીએ છીએ. વળી નિસંદેહ આપણે જાણીએ છીએ કે આપણે આપણો વિકાસ અટકાવી શકીએ તેમજ તેને આગળ વધારી શકીએ છીએ. પણ આ બધું આપણે આધીન છે કારણ કે આપણા ભાગ્યના રચનાર આપણે પોતેજ છીએ અને આપણા અંદર રહેલો પ્રભુ એજ આપણો સાચો ભોમીઓ છે.

આપણે કર્મને શી રીતે અટકાવી શકીએ? આ પ્રશ્નનો જવાબ મહાન ગુરૂઓ તેમજ ડાહ્યા પુરૂષો યુગોના યુગોથી આપણને આપતા આવ્યા છે. છતાંય આજ પણ એજ પ્રશ્ન આપણી સન્મુખ ખડો છે. પણ તેનો જવાબ તો તેનો તેજ છે. કર્મનો નિયમ સમજો અને તમારા વિચાર અને વર્તનની સંભાળ રાખો. નિયમને આધીન થાઓ અને જીવનના સાદા નિયમોનું પાલન કરો. વાસનાઓને દૂર કરી પવિત્ર જીવન ગાળો. કારણકે વાસના એજ દુઃખનું મૂળ છે. તમારા ભાગ્યના સ્રષ્ટા તમે પોતેજ છો. આજ નિયમ છે અને

તેનું પાલન કરો. કેટલો સરળમાં સરળ છતાંય કેટલો કઠણ છે ? આ જગતમાં આપણે વિકાસક્રમની યોજના બર લાવવા અવતર્યા છીએ અને જ્યાં સુધી આપણે તે મુજબ કાર્ય કરતા થઇશું નહિ ત્યાં સુધી આ જગતમાં આપણે જન્મ લેવોજ પડશે—ત્યાં સુધી આપણે દુઃખથી ભરેલા અને કર્મના નિયમથી જકડાયલા દુનિઆની રેંટમાળમાં ગુંથાયલા રહેવું પડશે. આપણામાંના જેઓએ પોતાનું જીવન હાથમાં લીધું છે તેઓ નવાં કર્મ કરતાં અટકી જુનાનું ઋણ પુરૂં ચુકવી આપવા તૈયાર થયા છે અને તેઓ જન્મ મરણના આ ચકાવામાંથી મુક્ત થવા માગે છે. આ ઉદ્દેશ—આ જીજ્ઞાસા પાર પાડવા માટે આપણામાં ઇચ્છાશક્તિનો વિકાસ થવો જોઈએ. કારણ કે આપણામાં જ્ઞાન હોય છતાં ઇચ્છાશક્તિ ન હોય તો વાદળાં જેમ પવનના ઝપાટાથી આમતેમ ઘસડાય છે તેવી આપણી સ્થિતિ થાય. આધ્યાત્મિક પ્રશ્નો માટે ઇચ્છાશક્તિ ખાસ જરૂરની છે. તેની જેટલી જરૂર ધંધામાં હોય છે તેટલીજ આ પ્રદેશમાં પણ હોય છે. તે આપણને નિશ્ચય કરતાં અને તે નિશ્ચયને અમલમાં આણતાં શીખવે છે. ડોલમડોલ મનને તે મદદ કરે છે અને મિથ્યા તથા નિરર્થક વાસનાઓને તે દબાવે છે. જ્યાં દેહભાવના (Personality) અને જીવાત્માની ઇચ્છાઓનો સવાલ હોય છે ત્યાં ઇચ્છાશક્તિની ખાસ જરૂર હોય છે. દેહભાવનાની ઇચ્છાઓ નવાં કર્મ ઉત્પન્ન કરે છે કારણ તેની ઇચ્છાઓ ક્ષણિક અને તેથીજ અસત્ય હોય છે. ઘણા જન્મોનાં સુખ દુઃખ અંગે અનુભવ પ્રાપ્ત કર્યો હોવાથી જ્યારે જીવાત્મા સત્ય અસત્ય સમજી શકે છે, ત્યારે જો તેની ઇચ્છા શક્તિ ખીલેલી હશે, તો તે દેહની ઇચ્છાઓને હઠાવી શકવા સમર્થ નીવડશે અને મનુષ્યના દેહ—જીવન ( lower self ) ને સંયમમાં રાખી

શકશે. પછી આપણી અંગત વાસનાઓ યુક્તિ પ્રયુક્તિયો કરી પોતે જીવાત્માની ઇચ્છાઓ છે એમ આપણને સમજાવી શકશે નહિ.

પણ આપણે યાદ રાખવું જોઇએ કે આપણી ઇચ્છાશક્તિ જો બરાબર કેળવાયલી નહિ હોય તો તે સંકુચિત અને એક દ્રષ્ટિવાળી થઇ જશે અને તેથીજ તે હઠીલી બનશે. પ્રયત્ન એક મહાન મદદગાર છે અને તે એક બળવાન દુષ્મન પણ છે. ફુલવાડીનાં ફુલોનો ખ્યાલ કરો; તેઓ મહેનત પણ કરતા નથી તેમ તેઓ કાંતતા પણ નથી. આપણે પણ ફુલોની માફક બળવાન અને કોમળ બનવું જોઇએ. તેઓ સુંદર છે કારણ કે તેઓ પ્રભુની ઇચ્છા રૂપે પ્રકટ થયાં છે. તેઓ ઉત્તેજક છે કારણ કે કલહ સિવાય તેમણે પોતાનું સુંદર જીવન પ્રાપ્ત કર્યું છે; તેઓ નિર્મળ છે કારણ કે તેઓ પ્રકાશમાં જન્મ્યાં છે. દીક્ષાના દ્વાર પર આવનાર શિષ્યોએ બન્ને એક દેશીય બાબતોનો ત્યાગ કરવો જોઇએ. એમ છતાં પણ તેમાં રહેલી મીઠાશ તેમજ કડવાશનો તેણે અનુભવ કરવો જોઇએ પણ તેના એક ભાગ રૂપ તેણે થવાનું નથી. સત્ નિશ્ચય અને અડગ ઇચ્છા દિવ્ય જ્ઞાનના ગિરિ શિખર પર લઇ જનારાં પગથીઆં છે.

હું માનું છું કે ગુરૂદેવ કોઇ ઉજ્વલિત સુખના ઝરા રૂપે આપણી સમક્ષ આવશે અને તેથી તેમને ઓળખવાને આપણા મનનું વલણ આપણે અત્યારથી જ તૈયાર કરવું જોઇએ. તેમના શિક્ષણની ઉચ્ચતા સમજવાને તે પ્રકારની દૈવી મહત્તાનો અંશ આપણામાં પણ હોવો જોઇએ; નહિ તો આપણે તેમને ઓળખી શકીશું નહિ. કારણ કે મહત્તાને ઓળખવાને આપણે પણ મહાન થવું જોઇએ. કોઇ મહાન અને ઉંચા શિક્ષણની કદર કરતા પહેલાં આપણે તેવાજ મહાન અને ઉચ્ચ થવું પડે છે. જગતને મદદ કરવા

માટે આપણે પર્વતને મથાળે ઉભા રહેવું પડે છે અને તેટલાજ માટે આપણું મંડળ હયાતી ધરાવે છે. આ મંડળના સભાસદો બીજાઓની માફક વાદળાંમાં પોતાનાં માથાં રાખી ચાલતા હોય અને જગતમાં કંઈ જ ન કરી શકતા હોય એવા ન હોવા જોઇએ. જો આપણું વર્તન એવું જ હશે તો જગદ્‌ગુરૂ પધારશે ત્યારે આપણામાંના ઘણા એવુંજ કહેશે કે આ મંડળ આપણે માટે નથી અને તેમ કહીને તેઓ મંડળને છોડી જશે. માટે જ જગતને સહાય કરવા જેવી ઉચ્ચ પદવી જો આપણે ગ્રહણ કરવી હોય તો હું અત્યારથીજ સુચવવા માગું છું કે જગતને મદદ કરવા માટે પ્રથમ આપણે મહાન થવું જોઇએ. જો આપણે પોતેજ મહાન્ નહિ થઇએ તો જગદ્‌ગુરૂની મહત્તા રૂપી સૂર્યના તેજ સામે આપણે જોઇ શકીશું નહિ.

---

## પ્રાર્થના.

અમે યાચીએ મળીને સૌ બાળ, ગુરૂદેવ આવોને;
અમ જીવન જ્યોત ઉજમાળ, ગુરૂદેવ લાવોને. ગુરૂ.

સંસારી વાડીમાં ક્લેશ કચરો, ઓઘ ભર્યો ભરાણોરે;
માળી બનીને નાથ વાડી શોભાવો, ચેતન અનેરૂં આણોરે. ગુરૂ.

શોક મોહના તોફાની ફરીએ, જીવન નાવડું ડુબેરે;
ડુબે ડુબે તરવાની આશા, નાથ નાવિક મનસુબેરે. ગુરૂ.

ઉભાં બાલુડાં ભક્તિ ખંતને, માયાળુ તેજને તારેરે;
ઉભાં ઉભાં વાટલડી જુએ, પૂર્વ દિશાને આરેરે. ગુરૂ.

---

## મણીલાલ ન. દોશી બી. એ. કૃત પુસ્તકો.

| | |
|---|---|
| દિવ્યજીવન. | ૧--૦-૦ |
| શ્રીબુદ્ધચરિત્ર | ૦-૧૦-૦ |
| ધર્મબિન્દુ | ૨--૦-૦ |
| ગુરૂદર્શન | ૦-૧૨-૦ |
| આદર્શ પુરૂષ | ૦--૬-૦ |
| સંયમ સામ્રાજ્ય | ૦--૬-૦ |
| થિઓસોફી લેખમાળા | ૧--૦-૦ |
| થિઓસોફીનાં મૂળતત્ત્વો | ૦--૫-૦ |
| ભગવદ્‌ગીતા અધ્યયન | ૦-૧૨-૦ |
| પ્રભુને નામે | ૦--૩-૦ |
| શ્રદ્ધા એજ જીવન | ૦--૪-૦ |
| પ્રભુમય જીવન | ૦-૧૨-૦ |
| શ્રી સીમન્ધર સ્વામીને ખુલ્લા પત્રો. | ૦--૪-૦ |
| વિદ્યાર્થી બંધુઓની સેવામાં. | ૦--૪-૦ |

### એક આનાવાળાં પુસ્તકો.

શાંતિનું સ્થળ
મનુષ્યનું ભવિષ્ય પોતાના હાથમાં
જગદ્‌ગુરૂનું આગમન
પૂર્વના તારાનું મંડળ
સેવાનો માર્ગ
મહાત્માનું હૃદય.
યોગમાર્ગનો ભોમીઓ.
ચરિત્ર રચના.

### દિવ્યજીવન.

વિચારનો પ્રભાવ બતાવી તે દ્વારા મનુષ્યને સુખ, શાંતિ, આનંદ, આરોગ્ય અને નવું જીવન આપનાર તેમજ આંતર જીવનના અનેક અટપટા પ્રશ્નોનો સ્પષ્ટ શબ્દોમાં ખુલાસો આપનાર અપૂર્વ ભોમીઓ. કીંમત રૂ. ૧.

મળવાનું ઠેકાણું—કર્તા પાસેથી.
રતનપોળ,—અમદાવાદ.

# ઑર્ડર ઑફ ધી સ્ટાર ઈન ધી ઈસ્ટ

## (તારક સંઘ)ના સિદ્ધાન્તો.

---

૧. અમે માનીએ છીએ કે કોઈ એક મહાન્ ગુરૂ થોડા વખતમ જગતમાં પધારશે અને તેઓ પધારે ત્યારે તેમને ઓળખવાને અ લાયક થઈએ તેવું જીવન હમણાંથીજ ગાળવાની અમારી ઇચ્છા છે

૨. તેટલા માટે, અમે તેમને હમેશાં સ્મરણમાં રાખવા અને અમા હમેશના વ્યવહારમાં જે કાર્ય કરવાનું હશે તે તેમને નામે કરવા અ તેથી અમારાથી જેટલું સારૂં થઇ શકે તેટલું સારૂં કરવા પ્રયત્ન કરીશ

૩ અમારા હમેશના કાર્યક્રમમાં આડે ન આવે તેવી રીતે, દિવસનો અમુક ભાગ, તેમના આગમનની તૈયારી કરવામાં સહાયભૂત થાય તેવું કોઇ ચોકસ કાર્ય કરવામાં હમેશાં રોકીશું.

૪. ભક્તિ, દૃઢતા અને નમ્રતાને અમે અમારા નિત્યજીવનના મુખ્ય સદ્દગુણો બનાવીશું.

૫. તેમના નામે અને તેમના અર્થે જે કંઇ કાર્ય કરવા અમે કરીએ તેમાં તેમના આશીર્વાદ ઉતરવા માટે સવારમાંજ વખત તેમનું ધ્યાન અગર તેમની પ્રાર્થના કરવા પ્રયત્ન .

૬. જે કોઇમાં મહત્તા હોય તેનામાં તે મહત્તાને પિછાણવા તેને માન આપવા અને જેઓ આધ્યાત્મિક વિષયમાં આગળ વધેલા હોય તેઓની સાથે બની શકે તેટલો સ્ કરવા પ્રયત્ન કરવો એને અમે અમારો ખાસ ધર્મ સમજ

આ સંસ્થાના સભ્ય થવા માટે કશી ફી રાખવામાં આવી વિશેષ માહીતી જોઇતી હોય તેણે નીચેને શીરનામે લખવું.

રા. મગનલાલ ત્રિભોવનદાસ વ્યાસ. બી. એ. બી. ટ

તંત્રી, તારકસંઘ. શુકલતીર્થ, જીલ્લે ભ...